# હઝરત મેહબુબે ઈલાહી

નું

# જીવન ચરિત્ર.


ભાષાંતર કર્તા,

મુન્શી એ. સી. અમીન.

છપાવી પ્રસિધ્ધ કરનાર,

શેખ ગુલામહુસેન સફેદા.



ઠે. સફેદા બુક ડીપો, રાંદેર. (જી. સુરત.)

| આવૃતી પહેલી. | કીંમત. |
| --- | --- |
| પ્રત,. ૧૦૦૦ | ૦-૧-૬ |

મુસ્લિમ-ગુજરાત પ્રેસ. સુરત.

# વાંચવા લાયક પુસ્તકો.



| | |
|---|---|
| મીલાદે અકબર ઉર્દુ | ૦—૧૨— |
| રીયાઝે અકબર ઉર્દુ | ૦—૮ — |
| નીહાલે અકબર ઉર્દુ | ૦—૬ —૮ |
| ગુલીસ્તાને અકબર ઉર્દુ | ૦—૬ —૮ |
| ગુલઝારે અકબર ઉર્દુ | ૦—૬ —૮ |
| બાગે કલામે અકબર | ૦—૬ —૮ |
| નબરે અયયુબ | ૦—૪ —૦ |

## ઉર્દુ ઝબાન ગુજરાતી હરફોમાં.

| | |
|---|---|
| તોહફએ રશીદિયહ | ૦—૬ |
| | ( ઘટાડેલી કીંમત |
| તોહફયે હમીદિયહ | છપાય |

મેહબુબે ઈલાહીનું જીવન ચરિત્ર ( ગુજરાતી ) કીં.

મળવાનું ઠેકાણું.

અકબરી બુક ડિપો,

રાંદેર

જી. સુરત

# હઝરત મેહબુબે ઈલાહીનું જીવન ચરિત્ર

بسم الله الرحمن الرحيم



હઝરત મેહબુબે ઇલાહીનું મુળનામ નિઝામુદ્દીન હતું. આપના પિતાશ્રી અહમદ બીન દાન્યાલ હતા, જેઓ ગીઝનીથી હિન્દમાં આવ્યા હતા અને બદાયુનમાં વાસ કરી રહ્યા હતા. હઝરત મેહબુબે ઇલાહી સને. ૬૩૪ હીજરીનાં સફર માસમાં બદાયુનમાં જન્મ્યા. એઓશ્રી જ્યારે પાંચ વરસના હતા, ત્યારે એમના પિતાશ્રી જન્નત નશી થયા. આથી આપની કેળવણી-શિક્ષણનો સર્વે ભાર આપની માયાળુ માના માથે પડયો. એમનામાં સમજ આવી ત્યારથી તેઓ જાહેરી ઇલ્મ સંપાદન કરવામાં વળગી ગયા, અને સર્વે વિદ્યા હદીષ, તફસીર, ફિકાહ વીગેરેમાં કમાલ હાંસલ કરી લીધો. આ વખત સુધી તેઓ બદાયુનથી બ્હાર ન ગયા હતા. જ્યારે આપની ઉમર ૨૫ વર્ષની થઈ તો તેમણે દિલ્હીજવા વિચાર કર્યો. આ વેળા દિલ્હી તો હુન્નર જ્ઞાનની ખાણ હતી. સુલતાન નાસીરૂદ્દીન બિન શમશુદ્દીન અલતમશ જેને પોતાના ધર્મ-ભક્તિના લીધે તાબેઇનની યાદગાર સમજવામાં આવતો, તે હિન્દનો હાકેમ હતો, અને ગ્યાસુદીન બલબન જેણે પઠાણ વંશને પાછળથી ચમકાવ્યો હતો તે એ બાદશાહનો વજીર હતો. આ વેળા

વસ્તુ સ્થિતી એમ હતી કે તાતારી તોફાને સર્વ મધ્ય એશીયામાં ખળભળાટ મચાવી અવ્યવસ્થા કરી મુકી હતી. આથી તે તરફના સર્વે કમાલ વાળા લોકો આ તરફ આકર્પાઇ દિલ્હી દરબારમાં એકઠા થઇ રહ્યા હતા, એટલે અહીંયા જ્ઞાન-વિદ્યા અને હુન્નરનો સમુદ્ર જોશ ખાતો હતો. આ અહલે કમાલ લોકોમાં એક સાહેબ ખ્વાજા શમસુદ્દીન ખારઝમી નામે પણ હતા જેઓ તે કાળના ઉલ્માઓમાં મુખ્ય હતા. ગ્યાસુદ્દીન બલબનને તે વખત શમ્સુલ મુલ્કનો ખિતાબ મળ્યો હતો અને પ્રધાન નિમાયા હતા.

હઝરત નિઝામુદ્દીન અવલીયા જ્યારે બદાયુનથી દિલ્હી આવ્યા તો એક મસ્જીદના હુજરામાં મુકામ કર્યો, અને ખ્વાજા શમસુદ્દીનની પાસે અભ્યાસ કરવા શરૂ કર્યો. ખ્વાજા બે ઠેકાણે પાઠ આપતા હતા. એમના હુજરામાં ખાસ શિષ્યોને શિક્ષણ આપતા અને એ સિવાય બીજી એક જગ્યા હતી જ્યાં સામાન્ય શિષ્યોને ભણાવતા હતા.

## પ્રેમીની પાઠશાળા.

હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલીયા થોડાક દિવસોજ અભ્યાસમાં સામેલ રહ્યા કે ખ્વાજા શમસુદ્દીને એમની સ્વભાવિક શક્તિ સારી પેઠે ઓળખી લીધી, તેથી એમને પણ ખાસ શિષ્યો સાથે બેસવાની આજ્ઞા મળી ગઈ. આવેળા ખાસ શિષ્યોમાં મેહબુબે ઈલાહી સિવાય બે શખ્સ બીજા પણ હતા. એક મુલ્લાં કુતુબુદ્દીન નાફિલાં અને બીજા મુલ્લાં બુરહાનુદ્દીન બાકી હતા. જ્યારે ધીમે ધીમે ખ્વાજા શમ્શુદ્દીન મેહબુબે ઈલાહીના ગુણ નીતિ, અને રીત ભાતની પુરી માહિતી મળી તો તેઓ એમને ઘણુ માન આપવા લાગ્યા, અને ખાસ શિષ્યોમાંથી પણ

એમને એક અસાધારણ નજરે દેખવા લાગ્યા. જો કોઇ શિષ્ય ન આવતો તો ખ્વાજા તેમનાથી કહેતા હતા કે " મેં શું કર્યું હતું કે તમે ન આવ્યા ? " પરંતુ જ્યારે હઝરત મહેબુબે ઇલાહીન આવતા ત્યારે એ શએર પઢતા હતાઃ—

એઆય કમ અઝાંકે ગાહ ગાહે
આઇ વ બમાકુની નિગાહે.

અભ્યાસમાંથી જે વખત મળતો તે શેખ ફરીદુદ્દીન ગંજ શકરના ભાઇ શેખ નજીબુદ્દીનની સોબતમાં ગાળતા. શેખ નજીબુદ્દીન ઘણાજ કમાલ વાળા અને મુતવક્કલ બુઝુર્ગ હતા. આ ઉપરાંત જાહેરી ઇલ્મમાં પણ આપનો દરજ્જો ઘણો ઉંચ હતો.

આ વખતે એવું બન્યું કે હઝરત મહબુબે ઇલાહીનાવાલિદાસાહીબા સ્વર્ગ-વાસ થયા, આથી હવે એમનો ઝાઝો વખત શેખનજીબુદ્દીનની સોબતમાં વ્યતીત થવા લાગ્યો.

જ્યારે આ રીતે કેટલાક વરસ ગુજર્યા, અને ખ્વાજા ખ્વારઝમીથી જે કૈં પ્રાપ્ત કરવું હતું તે મેળવી લીધું ત્યારે એમને આજીવિકાની ચિંતા થઇ. એમણે શેખ નજીબુદ્દીનથી કહ્યું કે આપ દુઆ કરો કે કોઈ ઠેકાણે કાજીની જગ્યાએ મારી નીમણુંક થાય કે જેથી હું ખલ્કે ખુદાની સાથે ઇન્સાફ કરી શકું. શેખ નજીબુદ્દીને કૈં ઉત્તર ન વાળ્યો, તેથી એમણે બીજીવાર જોરથી કહ્યું. શેખ સાહેબે જવાબ આપ્યો " નકરે ખુદા કે તમે કાઝી બનો બલ્કે તમે તે બની જાવ કે જે મારી જાણમાં છે. આ એક વાત થઇ હતી કે જે પુરી થઇ, અને હઝરત મેહબુબે ઇલાહીને એનો ખ્યાલ પણ ન રહયો. એક રાત્રે એવું

બન્યું કે એઓશ્રી દિલ્હીની જુમ્મા મસ્જીદમાં હતા કે બાંગી સાહેબે કુર્આનની એ આયત પઢી **અલમ યાનલ્લઝીના આમનુ અન તખશઅ કુલુબહુમ લેઝીકરીલ્લાહ."**

## પ્રેમીની કુચ !

એ આયત સાંભળી આપપર એના અસરથી એક ખાસ કેફીયત તારી થઈ ગઇ. આ વખતે હઝરત ફરીદુદ્દીન ગંજશકરની ખ્યાતી સામાન્ય બની હતી, અને શેખ નજીબુદ્દીનથી પણ રોજ રોજ એમની ખબરો સાંભળતા હતા, તેથી સવારમાંજ ઉઠી કૈં પણ સામાન લીધા વીના અજોધન તરફ રવાના થઈ ગયાં. ગુરૂવારના દિવસે ઝોહરની નમાઝ વેળા હઝરત મહબુબે ઇલાહી શેખ ફરીદુદ્દીન ગંજશકરની સેવામાં હાજર થઇ ગયા. એઓશ્રી ઘણી કોશીશ કરતા કે કોઇ પણ રીતે પોતાના શોખ ઉત્સાહને જાહેર કરાય, પરંતુ દહેશત તેમ કરવા ન દેતી હતી, શેખ ફરીદુદ્દીન ગંજશકર મહેબુબે ઇલાહીની આ સ્થિતિ સમજી ગયા એટલે બોલ્યા:—

**"દહેશત કરવાનું કંઇ કારણ નથી."** આ પછી ગંજશકર સાહબે એમને બયત કરી.

## અલ્લાહ વાલાઓનાં ભોજનં.

આ વખતે ગંજશંકરની આર્થિક હાલત કઢંગી હતી, આપના સંબંધી સોબતીઓને અઠવાડીયામાં એક બે દિવસનો ભુખમરો ઉઠાવવો પડતો હતો એમનું બાવરચી ખાનું વિશાળ હતું, અને મઉલાના બદરૂદીન ઇસ્હાક બુખારી જેઓ મહાન આલિમ હતા લાકડીઓ વીણી વીણીને લાવતા હતા. જમાલુદીન હીસામુદીન કાબલી પાણી લાવી દેગ

ધોતા હતા. જ્યારે મેહબુબે ઇલાહી ત્યાં પહોંચ્યા, તો તેમણે ગદે રાંધવાની ફરજ ને પોતાના માથે લીધી. એમને રાંધતા નઆવડતું હતું, અને સર્વે સામગ્રીઓ પણ મોજુદ ન રહેતી તેથી ભોજન બે સ્વાદુ થતું હતું. કોઇ વેળ ભોજન માં મીઠું પડતું અને કદી ભુલી જવાતું છતાં રોજ સાંજરે એજ ભોજન એક માટીના પ્યાલામાં મુકી મહબુબે ઇલાહી શેખના આગળ પીરસતા, અને શેખ એને સ્વાદ લઇ ખાતા હતા.

એક વાર એમ બન્યું કે બે ત્રણ દિવસ સુધી લાગ લગાટ મીઠું ન મળ્યું. હઝરત મેહબુબે ઇલાહીએ ગાંધીને ત્યાંથી એક પૈસાનું મીઠું ઉધાર લઈ દેગમાં નાંખી દીધું. જ્યારે ખાવાનું શેખના સામે પીરસવામાં આવ્યું અને તે ખાવા ગયા તેમણો હાથ અટકી ગયો. એટલે તેઓએ કહ્યું "મને આજના ખાવામાં કંઈ શક પડે છે."

આથી મેહબુબે ઇલાહીએ ફરમાવ્યું કે "લાકડાં અને પાણી વગેરે લાવવાનું કામ મૌલાના હિસામુદ્દીન, મૌલાના જમાલુદ્દીન અને મૌલાના બદરૂદ્દીનના હસ્તક હતું, તેથી કોઈ શકનું કારણ જણાતુ નથી" શેખ સાહેબે પુછ્યું "મીઠું કયાંથી લાવ્યા?" મેહબુબે ઇલાહીએ વિનય પૂર્વક જણાવ્યું કે અમુક ગાંધીને ત્યાંથી હું ઉધાર લાવ્યો છું."

શેખ સાહેબે દર્શાવ્યું કે **"યાદ રાખો કે દુરવેશ ભુખમરાથી મરી જવા લાગે તો પણ તેણે પોતાના નફસની લઝઝતની ખાતર કદી કરજ લેવું જોઇએ નહિ."** હઝરત મેહબુબે ઇલાહી દર્શાવે છે કે "વિદ્યાભ્યાસના જમાનાથી મને કરજ કરવાની ટેવ પડી હતી, પરંતુ એ વખતથી મેં તોબા કરી અને ફરી કોઇ પાસેથી કરજે નાણાં લીધા નહીં." આ પછી શેખે પોતાની કમ્મલ મેહબુબે ઇલાહીને

અર્પણ કરો, અને જ્યારે થોડાક દિવસમાં તસવ્વુફના સર્વ પગથીયા પૂર્ણ થયા તો શેખે એમને દિલ્હી જવાની આજ્ઞા આપી. અને ફરમાવ્યું કે "**દુશમનોને પણ ખુશ રાખો, અને કદી કોઈથી કરજ નાલો અને કદાચ કોઈનું કરજ માથે હોય તો તે અદાકરી દેવાની કોશીશ કરો.**" જ્યારે મેહબુબે ઈલાહી સાહેબ દિલ્હી આવ્યા ત્યારે શેખનજીબુદ્દીન મુતકવ્વલથી મલ્યા. અને સર્વે બીના સંભળાવી. એઓ હાલ દિલ્હી આવ્યા ને એક માણસ પાસેથી એક પૂસ્તક ફીકીનું વાંચવા લીધેલું, તે ગુમ થઇ ગયુ હતું. આથી તેઓ સૌથી પહેલાં એ પુસ્તકના માલિક કને ગયા, અને એમણે તેને કહ્યું કે તે પુસ્તક મારાથી એ પ્રમાણે ખોવાઇ ગયું છે. પરંતુ ફીકર કરશો નહિ હું કાગળ લાવી તેની નકલ કોઇ બીજાના પૂસ્તકમાંથી ઉતારી તમને પહોંચાડીશ.' તે માણસે જવાબ આપ્યો કે "તે પૂસ્તક મેં તમને ભેટ આપી દીધુ માટે તમે નકલ કરવાની આપદા કરશો મા." આ પછી આપ એક કાપડીયા કને ગયા. એ કાપડીયા પાસે એમણે કાપડ ઉધાર લીધું હતું. પરંતુ એણે પર દશ જતીલ દમ્મુ લઇ બાકીના નાણાં માફ કરી દીધા. જ્યારે હઝરત મેહબુબે ઈલાહી અજોધનથી દિલ્હી પાછા આવ્યા, ત્યારે રહેવાને માટે કોઈ એવું ઠેકાણું એમને માટે ન હતું કે જ્યાં એઓ નિરાંતે ખુદાની યાદમાં મશગુલ થઇ શકે. એ ઉપરાંત શહેરમાં વાસ કરવાનું એમને પસંદ પણ ન હતું-આથી એઓ ઘણી વેળા શહેરથી બ્હાર જંગલમાં ચાલ્યા જતા, અને કુર્આન શરીફ મ્હોંડે કર્યા કરતા. એક દિવસ એઓ શ્રી કતલગખાનની હોઝના તીરે બેઠા હતા કે એક દુરવેશ દેખાયા, તેમણે પણ દિલ્હીમાં વાસ કરવા માટેનાપસંદગી દેખાડી. આ વીવેચનની મેહબુબે ઈલાહીના

દિલપર ભારે અસર થઈ, અને તેથી એઓશ્રીએ તેજ પળે નિશ્ચય કર્યો કે હવેથી ભવિષ્યમાં નજીકના એક ગયાસપુર નામક ગુમ નામ ગામડામાં રહીશ. પહેલ વહેલાં જ્યારે એઓ શ્રીએ ગ્યાસપુરમાં નિવાસ કર્યો તો ફકત બે માણસ એમની સેવામાં હતા. એક શેખ બુરહાનુદ્દીન મોહંમદ ગરીબ કે જેમની કબર દખ્ખણમાં દોલતાબાદમાં છે: અને બીજા શેખ કમાલુદ્દીન યાકુબ, કે જેમનું મઝાર પટ્ટનમાં છે.

## ફકીર જાહેરીની દેગ

ગરીબીની એ સ્થિતિ હતી કે ઘણીજ મુશકેલીએ રોઝાની ઇફતારી માટે પણ કૈંક મળતું. એકવાર એમ બન્યું કે ચાર દિવસ સુધી પાણી સિવાય ખાવાનું ન મળ્યું. હઝરત મેહબૂબે ઇલાહીને પણ રોઝો ઇફ્તાર કરવા બીજુ કંઈ ખાવાનું મળ્યું નહિં. એ ઠેકાણે એક સદ્દગુણી બાઇ રહેતી હતી. એ બાઈ મેહબુબે ઇલાહી પર ઘણી શ્રધ્ધા રાખતી હતી. તેણી સુતર કાંતતી અને તેને વેચી ધઉં ખરીદતી, અને વગર મીઠાની ફીકી રોટલી રાંધી રોઝો ઇફ્તાર કરતી હતી. જ્યારે એ બાઇને મેહબુબે ઇલાહીની સ્થિતિની જાણ થઈ તો તેણે દોઢ શેર લોટ મોકલી આપ્યો. મહબુબે ઇલાહીએ હુકમ આપ્યો કે દેગમાં લોટ નાંખી પાણી ભરીદો, અને અગ્ની પ્રગટાવો. શેખ કમાલુદ્દીન યાકુબ આ કાર્યમાં મશગુલ હતા, કે એકાએક રિંદ દુરવીશ ત્યાં આવ્યો અને મહબુબે ઇલાહીને બાપોકાર કહેવા લાગ્યા કે જો કંઈ ખાવાનું હોય તો ફકીરોથી છુપાવો નહીં “હઝરત મહબુબે ઇલાહીએ જવાબ આપ્યો કે “પધારો દેગ જોશ ખાઇ રહી છે” ફકીરે જવાબ આપ્યો કે “તમે પોતે જાઓ, અને જે સ્થિતિમાં હોય તેસ્થિતિમાં દેગને ઉઠાવી લાવો” મહબુબે ઇલાહી તુર્તજ ઉભા થઈ ગયા અને

પોતાના મુબારક હસ્ત પર કપડું લપેટી દેગને ઉતારી અને ફકીર સમક્ષ મુકી દીધી.

દેગ માટીની હતી એટલે એ ફકીરે તેને ભાંગી નાંખી અને કહ્યું કે "શેખ ફરીદુદ્દીન ગંજ શકરે શેખ નિઝામુદ્દીનને દૌલત બાતિની અર્પણ કરી અને મેં એના માટે ઝાંહેરી ફકીરની દેગ ભાંગી નાંખી. આટલું કહી દુરવેશ ત્યાંથી ચાલતો થયો. આ બનાવ પછી ફરી ગરીબી અને કંગાલીઅતની શીકાયત મહબુબે ઇલાહીને રહી નહી.

થોડાક દિવસ પછી હજારો લોકો સેવામાં આવવા લાગ્યા અને મુરીદોનું મંડળ વિશાળ થવા લાગ્યું. એક વખતે મૌલાના હિસામુદ્દીન, મૌલાના જમાલુદ્દીન, અને મૌલાના અશરફુદ્દીન કાશાની વગેરે સેવામાં હાજર હતા, ત્યારે મહબુબે ઇલાહીએ ફરમાવ્યું કે "દિવસે રોઝા (ઉપવાસ) રાખવો અને રાત્રે ઇબાદત કરવું કંઇ કઠીન નથી. સ્ત્રીઓ પણ કરી શકે છે. તે ઇબાદત (ભકતી) અને મશગુલ (મનની એકાગ્રતા) કે જેથી કુરબે ખુદાવંદી (ઇશ્વરનિમગ્ન) હાસલ થાય છે તેબીજી ચીજ છે" લોકો આતુર હતા કે હઝરત એ વિષય પર વીવેચન કરે, પરંતુ આપ શ્રી ખામોશ રહ્યા, અને કહ્યું કે એ વિષે ફરી કોઇ વાર કહીશ. આ બનાવને છ મહિના ગુજરી ગયા પછી એક દિવસ સર્વે લોકો શેખની મન્ઝીલમાં ભેગાં મળ્યાં હતા, કે મોહમ્મદ કાશિફ જે અલાઉદ્દીન ખિલજીનો દરવાન હતો. તે ત્યાં આવ્યો, અને ઝુકીને બેઠો આપશ્રીએ તેને પૂછ્યું કે "કયાં હતા?" જવાબમાં તેણે કહ્યું કે "દિવાનમાં હતા. આજે હઝરત સુલતાને પચાશ હજાર રૂપીયા લોકોને ભેટ આપ્યા છે." આ સાંભળી મહબુબે ઇલાહીએ સર્વને સંબોધી પૂછ્યું" બાદશાહનું ઇનામ ઉત્તમ છે કે વચન પાલન?"

સર્વે લોકો બોલી ઉઠ્યા "હઝરત! વચન પુર્ણ કરવુ ઉત્તમ છે." આ સાંભળી હઝરતે કહ્યું કે **"જુઓ મકસુદ (ઉદ્દેશ) સુધી પહોંચવાની રીત એ છે કે પૂર્ણ એકાગ્રતાની સાથે એકાંતમાં બેસી ખુદાની તરફ ધ્યાન ધરવું જોઇએ, અને હંમેશા વઝુની સાથે રહેવું જોઇએ** અને જો રોઝદાર રહે તો ઠીક, નહિતર ખોરાક પર સંતોષ માનવો જોઇએ, અને ચુપકીદી ધારણ કરવી જોઇએ.

## ગુરૂ-વાણીની અસર

એક વેળા હઝરત મેહબુબેઇલાહી દિલ્હીમાં આવેલા ખ્વાજા કુતુબુદ્દીન બખ્તયાર કાકીના મઝાર પર ગયા, ત્યાંથી પાછા ફરતાં જ્યારે તેઓ હૌ- શમસીપર પહોંચ્યા તો ખ્વાજા હસન શાયર કે જેમની ઉમર ૫૦ વરસથી વધુ હતી, અને પહેલા વહેલાં હઝરતની સંગતમાં રહ્યા હતા, તેમને જોયા. આ વેળા ખ્વાજા હસન પોતાના સાથીઓ સાથે મદ્યપાનમાં મશગુલ હતા જ્યારે તેમણે હઝરત મેહબુબે ઇલાહીને જોયા તો આગળ વધ્યા અને એ બે પદ સંભળાવ્યા:—

સાલ્હા બાશદ કે મા હમ સોહબ તેમ ·

ગરઝ સોહબતહા અસર બુએ કુઝા અસ્ત.

ઝુહદ તાં ફિસ્ક અઝ દિલેમા કમ ન કરદ

ફિસ્ક માયાં બિનહર અઝ ઝુહદે શૂમાંસ્ત.

આપે એ સાંભળી કહ્યું "હા, સોબતની અસર હોય છે, આ વાણીની અસર ખ્વાજા હસન પર એવી થઇ કે તેજ વખતથી સર્વ ગુનાહોથી તોબા કરી શેખની સાથે થઇ ગયા, આ પછી એમણે જે ગઝલ કહી તેનો એક શયર એછે કે:—

અય હસન તૌબા આંગહે કરદી
કે તુરા કુવ્વતે ગુનાહ ન માંદ

જ્યારે મોહમ્મદ શાહ તગલકે દિલ્હીને બરબાદ કરી દૌલતાબાદ વસાવવાનો હુકમ કાઢયો તો ખ્વાજા હસન પણ દખ્ખણના મશાયખોની ઝીયારત કરવા અર્થે સાથે સાથે ગયા, અને તેજ ઠેકાણે આપ સ્વર્ગવાસ થયા, માલાઘાટ, દૌલતાબાદમાં એમની કબર છે,

## ભજન કવ્વાલી !!

શેખ નસીરૂદ્દીન મેહમુદ કહે છે કે જ્યારે હઝરત મેહબુબે ઇલાહી "સમાઅ"ની તરફ દોરાતા તો અમીર ખુસરૂ અને અમીર હસન કવ્વાલ જેઓ સંગીત–શાસ્ત્રમાં કમાલ ધરાવતા હતા, તેઓ હાજર થતા, અને મુબશ્શિર પણ કે જેઓ ઘણાજ મધુર કંઠ ધરાવતા હતા, બોલાવવામાં આવતો; અમીર ખુશરૂ થોડીક ગઝલો બોલતા, અને પછી અમીર હસન કવ્વાલ અને મુબશ્શિર ગાતા. એક વેળા હઝરતને હકીમ સીનાઇના એ બે શયરોથી કેફીઅત તારી થઇ ગઇ.

બેશ મનમા જમાલેજાં અફરોઝ
વર નમુદી બર સિપંદ બસોઝ
આ જમાલે તુ ચીસત હસ્તીએ તુ
દાં સિપંદે તુ ચીસત મસ્તીએ તુ

કુરા બેગ તુર્ક જે અલાઉદ્દીન ખિલ્જીના ખાસ નોકરોમાંથી હતો અને હઝરત મેહબુબે ઇલાહી પર શ્રદ્ધા રાખનારો હતો. ઉપરોક્ત બંને શએરોને લખી બાદશાહ કને ગયો. બાદશાહે એ પદો વાંચ્યા,

અને અસ્વસ્થ થઈ ગયો, કુરામેગે વિનવ્યું આટલી બધી માન્યતાને મમતા છતાં આપ શ્રી હઝરત કને કેમ જતા નથી? સુલતાન અલાઉદ્દીને કહ્યું "હું ઘણોજ પાપી અને ગુનેહગાર હસ્તી છું તેથી મને તેમની પાસે જતાં લજ્જા આવે છે. મારા કુંવરો ખીજરખાન અને શાદીખાન બંનેને શેખની સેવામાં લઇ જાઓ, લાખ રૂપીયા ભેટના અર્પણ કરો. અને મુરીદ બનાવી દો" કુરામેગે એ હુકમ પર અમલ કર્યો.

## ધનમાયા.

હઝરત મેહબુબે ઇલાહીને સંસાર સાથે જે સંબંધ હતો તેની હકીકત નીચેની બીના પરથી જાણી શકાય છે. એક દિવસે સુલતાન અલાઉદ્દીને એક જરજવાહિરથી ભરપુર કંદીલ શેખની પાસે મોકલી તે વખતે ત્યાં એક કલંદર પણ બેઠા હતા તેણે જોઇને કહ્યું કે "અય્યુ હસ્શયખ! હદાયા મુશતારિક"(હે શેખ! હદીયો ભાગમાં છે!) આથી આપે જવાબ વાળ્યો કે "અમ્મા તન્હા ખુશતરિક" (પરંતુ એકલા હોવુંજ બહેતર છે.) કલંદર આ સાંભળી ઉભો થયો, પરંતુ આપે તેને અટકાવ્યો અને કહ્યું "આથી મારો હેતુ એમ નથી કે તમને ભાગ આપવાની મારી ઇચ્છા નથી, બલ્કે એનો હેતુ એ છે કે તમે એકલાજ માલિક બનો તો બહેતર છે" આથી આપે તુર્તજ સર્વે કૈં એ ફકીરને અર્પણ કર્યું. દુન્યાની દવલત પ્રત્યે આપ એવા બેપરવા હતા.

## ગયબી ખઝાનો!!

જ્યારે કુતુબુદ્દીન મુબારકશાહ ખીજરખાનનું ખુન કરી ગાદીપર બેઠો તો તેણે હઝરત સાથે ઝગડો કર્યો. આ તે સમય હતો કે કેવળ

આપના રસોડાનું ખર્ચ બે હજાર રૂપીયા હતા. તેમજ તે રકમનોતો કંઇ સુમાર ન હતો કે જે બક્ષિસ ઇન્આમ બજાર અને માર્ગ ખર્ચના રૂપે લોકોને આપના દરબારમાંથી મળતી રહેતી હતી. કાઝી મોહંમદ ગઝનવી જે શેખ સાહબપર દ્વેષ રાખતો હતો, તેને કુતુબુદ્દીન મુબારક શાહે પૂછ્યું કે શેખના આ સર્વ ખર્ચ શામાથી પુરા થાય છે? તેણે જવાબ આપ્યો કે ઘણાખરા અમીર ઉમરાવો નજરાણું માકલતા રહે છે. એ સાંભળી કુતુબુદ્દીને હુકમ કાઢ્યો કે ભવિષ્યમાં કોઈ શખ્સની પાસે જશે અથવા નજરાણું મોકલશે તેની સલામતી નથી. આ વેળા નજરાણાની એવી સ્થિતિ હતી કે કોઇ દિવસે તો સવારથી લઇને સાંજ સુધીમાં બાર બાર હજાર રૂપીયા આવી જતા હતા. જે વેળા શયખને બાદશાહના એ હુકમનીખબર પડી ત્યારે હુકમ આપીદીધો કે "આજથીખર્ચ ડબલ કરી દો." જ્યારે બાદશાહને આની ખબર પડી તો તે ઓર ગુસ્સે થયો, અને શેખને કહેવડાવી મોકલ્યુ કે "કોઇ કોઈ વેળા મારી કને પણ આવ્યા કરો." આના જવાબમાં શેખે કહેડાવ્યું કે "મારાથી એ બની શકે તેમ નથી." પછી ખ્વાજા હસન શાયર સાથે કુતુબુદ્દીન મુબારક શાહના પીર ઝયાઓદ્દીન રૂમીને કહેડાવીમોકલ્યું કે "બાદશાહને મના કરી દો; કેમકે દુરવિશોની સતામણી કરવી ઠીક નથી" પરંતુ ઝયાઓદ્દીન રૂમી સખ્ત બીમાર હતા, અને બે ચાર દિવસોમાં તેમનો ઇન્તિકાલ થઇ ગયો.

એક વાર એવું બન્યુ કે મિત્રમંડળમાં જ્યાં બાદશાહ પણ મૌજુદ હતો ત્યાં મેહબુબે ઇલાહી પહોંચી ગયા, પરંતુ તેમણે બાદશાહને સલામ ન કરી, કેટલાકનું કહેવુ એમ પણ છે કે સલામ કરી પરંતુ

બાદશાહે લક્ષ આપ્યુ નહિ. આ પછી બાદશાહે હુકમ કર્યો કે જો અઠવાડીયામાં એક વાર ન બની શકે તો દર મહિનાની શરૂઆતમાં જરૂર આવવું જોઇએ. સૈયદ કુતુબોદ્દીન ગઝનવી, શેખ વહીદુદ્દીન કન્ઝરી, મોલાના બુરહાનુદ્દીન, વિગેરેએ વિનવ્યું કે "બાદશાહ એક અવિચારી યુવાન છે. જો મહિનામાં એકવાર હઝરત કષ્ટ લઇ પધારો તો શો વાંધો છે." આ ઉપરથી આપે જવાબ આપ્યો કે "ઇન્શા અલ્લાહ ! જોવાશે" બે દિવસ પછી મહીનો પુર્ણ થયો અને હાજર થવાની તારીખ આવી પહોંચી લોકો આપને દબાણ પૂર્વક જવા માટે કહેતા હતા પરંતુ આપ કાંઇ ઉત્તર ન આપતા હતા. રાત્રે એક અજબ બનાવ બનવા પામ્યા કે ખુસરૂખાન કે જે કુતુબુદ્દીનનો ઘણોજ વહાલો લેપાલક હતો તેણે બાદશાહને કત્લ કરાવ્યો. એટલે મેહબુબે ઇલાહી હવે સ્વતંત્ર બની ગયા.

ખુસરૂખાને ગાદીએ બેસતાંજ બે વાતો કરી. એકતો એ કે એક લાખ રૂપીયા સર્વ મશાયખો માટે રવાના કર્યા. અલાઉદ્દીન જુનૈદી, શેખ ફરીદુદ્દીન ગંજશકરના ખલીફા, શેખવહીદુદ્દીન અને શેખ રૂકનુદ્દીનના ખલીફા શેખ ઉસ્માન સય્યાહના સિવાય સર્વેએ નાણાં કબુલ કર્યા. કેટલાકોએ અમાનત રૂપે રાખી મુકયા અને કેટલાકોએ ખરચી નાખ્યા હઝરત મેહબુબે ઇલાહીનું ખર્ચ ભારે હતું તેથી આપે ફકીરોમાં એ રકમવહેંચી નાખી. જ્યારે ચાર મહીના પછી ગાઝીઉલ મુલ્કે ખુસરૂને હાર આપી તેને કત્લ કર્યો અને પોતે ગ્યાસુદ્દીન તગલક લકબ ધારણ કરી ગાદી પર બેઠો, ત્યારે તેણે ખુસરૂખાને જે રકમ શાહી ખઝાનામાંથી લોકોને વહેંચી હતી તે વસુલ કરવાની કોશીશ કરી, આથી હઝરત મહેબુબે ઇલાહીને પણ તે રકમ પાછી આપવા કહ્યું તો એઓશ્રીએ કહેડાવા મોકલ્યુ કે હુ લોકોમાં વહેંચી ચુકયો છું આ ઉપરથી ગ્યાસુદ્દીન તગળક આપ પર ઘણો ગુસ્સે થયો.

જ્યારે શયખની વય ૮૫ વર્ષની થઇ હશે, ત્યારે આપ બીમારીનાં ભોગ થઇ પડયા: સાત દિવસ સુધી બિમાર રહ્યા. જ્યારે અંતકાળ નજીક આવ્યો, ત્યારે જે કંઇ આપ કને હતું તે મંગાવ્યું તો નોકરે કહ્યું કે જે કંઇ આવે છે તે રોજ ખર્ચ થઇ જાય છે, ફક્ત કેટલાક હજાર મણ અનાજ રહ્યું છે. આથી આપે એ અનાજ તુર્તજ વહેંચી આપવા હુકમ કર્યો. આ પછી કપડાં લત્તાંનો બુચકો મંગાવ્યો, અને એક દસ્તાર પહેરન મુસલ્લા સાથે મોલાના બુરહાનુદ્દીન ગરીબને અર્પણ કર્યું. અને તેમને દક્ખણ તરફ રવાના કર્યા. એજ પ્રમાણે એક પહેરન અને દસ્તાર શેખ યાકુબને આપી તેમને ગુજરાત તરફ રવાના કર્યા. એજ પ્રમાણે મૌલાના જમાલુદ્દીનખ્વારઝમી અને મૌલાના શમ્સને દસ્તાર અને પહેરન અર્પણ કર્યા; હવે કપડાંનો બુકચો ખાલી થયો. આ વેળા શેખ નસીરૂદ્દીન અયોધ્યાવાળા ત્યાં મૌજુદ ન હતા, પરંતુ જ્યારે ૧૮ રબી ઉલ આખર ૭૨૫ હિજરીના દીને નસીરૂદ્દીન આવ્યા તો મેહબુબે ઇલાહીએ તેમને બોલાવ્યા, અને ખરકા (ઝભ્ભો) અસા (લાકડી) મુસલ્લા અને તસ્બીહ અને કાષ્ટપાત્ર ઉપરાંત જે કંઇ શેખ ફરીદુદ્દીન મસઉદ ગંજશકર પાસેથી મળ્યું હતું તે સર્વ તેમને હવાલે કરી દિલ્હી માંજ રહેવા કહ્યું. આ પછી હઝરત મેહબુબે ઇલાહીએ અસરની નમાઝ પઢી અને મગરિબ પહેલાં આફાની દુન્યાનો ત્યાગ કરી ગયા. એજ ઠેકાણે ગ્યાસપુરમાં (જે હાલ અરબસરા કે "નિઝામુદ્દીન અવલીયા" કહેવાય છે) દફન કરવામાં આવ્યા. આપે લગ્ન કર્યાંજ ન હતા એટલે આપની કોઇ ઔલાદ આપની પાછળ ન રહી

એમ કહેવાય છે કે બાદશાહ ગ્યાસુદીન તગલક એમની સાથે દેખીતી રીતે એમ તો કંઇ દ્વેષ રાખતો જણાતો ન હતો, છતાં એમને માટે દિલમાં દ્વેષ ધરાવતો હતો, આથી જ્યારે બાદશાહ બંગાલથી પાછો ફર્યો ત્યારે શેખને કહેવડાવી મોકલ્યું કે "મારા દિલ્હી આવ્યાં પહેલા તમારે દિલ્હી મુકી દેવું" હઝરત મહેબુબે ઇલાહીએ આ સાંભળી દર્શાવ્યું કે "હનુઝ દેહલી દુર અસ્ત" (હજુ દિલ્હી દૂર છે) અને થયું પણ તેમજ, તગલકાબાદ પહોંચ્યા પહેલાં ઘરની છત પડી જવાથી ગ્યાસુદીન તગલકનું મરણ નિપજ્યુ. હઝરત મેહબુબે ઇલાહી આ બનાવથી કેટલીક વર્ષો પહેલાં વાસિલ બહક થઇ ચુકયા હતા. એજ જમાનાથી "હનુઝ દેહલી દુર અસ્ત"ની કહેવત ચાલે છે. આનું વર્ણન બદાયુનીએ પણ કર્યું છે, પરંતુ આફ્રીકાવાસી મશહુર મુસાફર ઇબ્ને બતુતા કે જે એ સમયે દિલ્હીમાંજ હતો તેણે પોતાના સફર નામામાં લખ્યું છે કે શેખનો ઇન્તેકાલ એ બનાવથી ઘણી મુદત પહેલાં થઇ ચુકયો હતો.

## એમના જીવન પરથી બોધ.

આ છે મેહબુબે ઇલાહીનું ટુંક જીવન વૃત્તાંત. હવે આપણી અને પ્રત્યેક મનુષ્ય કે જે એમનો વૃત્તાત વાંચે તેને જોઇએ કે આપના જીવન ચરિત્રમાં કમાલાત અને વિલાયતની શોધ આપના અખલાક-નિતીમાં કરે. કરામાતની શોધ ફીકરમાં ન પડવુ જોઇએ, સૌથી પહેલાં તો અમારે એ જોવું જોઇએ કે આપનાં જીવનમાં ખાસ કિર્તીવંત અને ખાસ ધ્યાન આપવા જોગ બાબતો કઇ નજરે પડે છે, આપ શ્રીએ બદાયુન છોડયું ત્યારથી આપનાં જીવનના કોઇપણ બનાવ એવો નથી કે જે આપની દ્રઢતા અને ધૈર્યતા ન સાબીત કરતો હોય-એઓ જ્યારે

હજુ બાળક હતા, ત્યારે એમના પિતા શ્રીનો ઇન્તેકાલ થયો. એઓ ચાહતા તો સ્વતંત્ર થઇ શકતા હતા, પરંતુ એઓએ પોતાની વાલિદા સાહિબાની તાબેદારીથી મ્હોંડું ન ફેરવ્યું. અને શિક્ષણ કેળવણીથી ગાફીલ ન થયા. જ્યારે બદાયુનમાં એવો કોઇ માણસ ન રહ્યો કે જે એમના શિક્ષણને પુરૂં કરી શકે તો આપ દિલ્હી તરફ રવાના થયા.

આ વખતે ન રેલ્વે હતી કે ન કોઈ સફર કરવાનાં સગવડ ભરેલ સાધન હતાં. આથી બદાયુ નથી દિલ્હી જવું સહેલું ન હતું. પરંતુ સર્વે કષ્ટો ઉઠાવવાનુ એ માટે ઉચિત ધાર્યું કે તેઓ જાણુતા હતા કે વિદ્યા સંપાદન કરવી એ તેમના પર ફરજ છે દિલ્હી આવી જે નિતી અને સદાચરણથી કાર્ય કર્યું તે જાહેર છે કે એમના ગુરૂ એમનાથી એટલા બધા રાજી થયા કે ઘણીજ ટુંક મુદતમાં એમનો ખાસ વિદ્યાર્થીઓમાં એમની ગણુના થવા લાગી.

શિક્ષણ ઉપરાંત જે વખત મળતો તેને પણ નકામો જવા દેતા નહિ બલ્કે શેખ નજીબુદ્દીન જેવા મહા પુરૂષની સેવામાં એ સમય ગુજારતા. એનું પરિણામ એ આવ્યું કે એમના હૃદય પર જલ્દી અસર થવા લાગી. એક વેળા કુર્આનની આયત સાંભળી બે ઇખ્તીયાર થઈ ગયા, અને તુર્તજ હઝરત ગંજ શંકરની સેવામાં હાજર થયા. ત્યાં તેઓ બીલકુલ કંગાળીઅત અવસ્થામાં હતા. છતાં અજોધન પહોંચ્યા પછી જે કુરબાની અને કષ્ટની સાથે જીવન ગુજાર્યું તે પણ વાંચકો વાંચી ગયા છે. પોતે ખુદ ભોજન રાંધતા હતા અને પીરની સેવા ઘણીજ ફરમાંબરદારી સાથે બજાવતા હતા. કરજ માટે જે બોધ એમને પોતાના પીરની તરફથી મળ્યો તે પર આપે હંમેશા અમલ કર્યો. અને કદી કોઇની પાસે નાણાં કરજે લીધા નહી. અજોધનથી દિલ્હી આવ્યા પછી જે પસ્તી હાલતમાં આપે